C

ૐ નમઃ શીવાય

# તંત્રીસ્થાનેથી

આપ સૌને વિદિત જ હશે કે તાજેતરમાં જ તા. ૨૦, ૨૧, અને ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૭૪ ના દિવસોમાં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘની તદર્થ સમિતિની ત્રીજી મીટીંગ મધ્યપ્રદેશ જબલપુર મુકામે મળી હતી.

દેશભરમાં પથરાયેલી આપણી યુવાશકિતને એકત્ર કરી સક્રીય બનાવી સામાજિક પ્રગતિનાં સોપાન સર કરવાની કાર્યવાહી તેમજ સામાજિક સડાઓ સામે લાલ આંખ કરવાની જવાબદારીના કાર્ય-ભારનો નિર્દેશ કરવામાં આવે તો આપણે સમાજનાવડીલ અગ્રણીઓની કાર્યવાહીમાં પણ મદદરૂપ બની શકીએ અને બીજી રીતે જોઈએ તો ભવિષ્યની સામાજિક પ્રવૃત્તિઓ અંગેની નેતૃત્વ શકિત ખીલવવાની તાલીમ પણ પૂરી પાડી શકીએ.

યુવાશકિતને સુસંગઠિતકરવાથી સામાજિક પ્રગતિના માર્ગમાં આપણે આગેકૂચ કરીશું એવો વિશ્વાસ છેલ્લી બે ત્રણ મીટીંગોએ જન્માવ્યો છે. એવી મીટીંગોમાં ઉપસ્થિત રહેનાર સૌ કોઇ આબાલવૃદ્ધ ભાઈબહેન સાક્ષી પૂરી શકશે એવી મને પૂર્ણ શ્રદ્ધા છે.

'એક હાથે તાળી ન પડે' એ કહેવતાનુસાર સંઘે અત્યાર સુધી જહેમત ઉઠાવી સમાજમાં જે આકર્ષણ જમાવ્યું છે તે તૂટી ન જાય અને સમાજના વડીલજનોનો યુવાન પેઢી પ્રત્યેનો વિશ્વાસ ડગી ન જાય અને આપણે પ્રગતિનાં પગથાર પર વણથંભી આગેકૂચ કરી શકીએ તે માટે સમગ્ર દેશનાં આપણાં યુવક મંડળોએ સમાજના સડાઓ, રીવાજો કે સાંપ્રદાયિક સમસ્યાઓ સામે સક્રીયપણે ઝઝૂમતાં શીખવું પડશે. જો દરેક

ૐ નમઃ શીવાય

# તંત્રીસ્થાનેથી

આપ સૌને વિદિત જ હશે કે તાજેતરમાં જ તા. ૨૦, ૨૧, અને ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૭૪ ના દિવસોમાં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘની તદર્થ સમિતિની ત્રીજી મીટીંગ મધ્યપ્રદેશ જબલપુર મુકામે મળી હતી.

દેશભરમાં પથરાયેલી આપણી યુવાશકિતને એકત્ર કરી સકીય બનાવી સામાજિક પ્રગતિનાં સોપાન સર કરવાની કાર્યવાહી તેમજ સામાજિક સડાઓ સામે લાલ આંખ કરવાની જવાબદારીના કાર્યભારનો નિર્દેશ કરવામાં આવે તો આપણે સમાજનાવડીલ અગ્રણીઓની કાર્યવાહીમાં પણ મદદરૂપ બની શકીએ અને બીજી રીતે જોઈએ તો ભવિષ્યની સામાજિક પ્રવૃત્તિઓ અંગેની નેતૃત્વ શકિત ખીલવવાની તાલીમ પણ પૂરી પાડી શકીએ.

યુવાશકિતને સુસંગઠિતકરવાથી સામાજિક પ્રગતિના માર્ગમાં આપણે આગેકૂચ કરીશું એવો વિશ્વાસ છેલ્લી બે ત્રણ મીટીંગોએ જન્માવ્યો છે. એવી મીટીંગોમાં ઉપસ્થિત રહેનાર સૌ કોઇ આબાલવૃદ્ધ ભાઈબહેન સાક્ષી પૂરી શકશે એવી મને પૂર્ણ શ્રદ્ધા છે.

'એક હાથે તાળી ન પડે' એ કહેવતાનુસાર સંઘે અત્યાર સુધી જહેમત ઉઠાવી સમાજમાં જે આકર્ષણ જમાવ્યું છે તે તૂટી ન જાય અને સમાજના વડીલજનોનો યુવાન પેઢી પ્રત્યેનો વિશ્વાસ ડગી ન જાય અને આપણે પ્રગતિનાં પગથાર પર વણથંભી આગેકૂચ કરી શકીએ તે માટે સમગ્ર દેશનાં આપણાં યુવક મંડળોએ સમાજના સડાઓ, રીવાજો કે સાંપ્રદાયિક સમસ્યાઓ સામે સકીયપણે ઝઝૂમતાં શીખવું પડશે. જો દરેક

યુવક મંડળો સક્રીય પણે રસવૃત્તિ ન બતાવે અને માત્ર સંઘના જ સભ્યો સમાજનું કોઈપણ કામ કરી લેશે એવી ભાવના રાખશે તો સંઘના ગણ્યાગાંઠયા ભાઇઓની જવાબદારી અનેક ગણી વધી જાય એટલું જ નહિ પણ જતે દિવસે તેઓ સૌને પણ પોતપોતાના વ્યવહારૂ જીવનમાંથી અને ધંધા રોજગારની બાબતમાંથી સન્યાસ લેવાની પરિસ્થિતિ ઉભી થઈ જાય આમ ન બને તે માટે સંઘના કાર્યકરો એ કોઈ આશ્રમનું સંચાલન કરનાર મઠાધિપતિઓ નથી એવો સતત ખ્યાલ રાખી પ્રત્યેક યુવક મંડળના ભાઇઓએ યુવાશકિતનો માત્ર પોતાનો જીવન વ્યવહાર ચલાવવા પૂરતો જ નહિ પણ સમાજ સેવાના ક્ષેત્રમાં ઉપયોગ કરે એવી અભિલાષા સેવવી કદાચ અસ્થાને નથી

તો....સૌ કોઈ યુવક ભાઈઓ મકકમ મનોબળ રાખી, દ્દઢ નિર્ધાર દ્વારા પોતપોતાના વિભાગોની સામાજિક સમસ્યાઓ હલ કરવા સતત સાવધ બની સંઘે પ્રગટાવેલી દિવ્ય જયોતને સદાય જલતી રાખે એજ પ્રભુને અભ્યર્થના.

—અસ્તુ

## ✻ આજીવન નોંધ..........આભાર ✻

નાગપુર ખાતે આજીવન સભ્યો તેમજ વાર્ષિક ગ્રાહકો નોંધી "જાગૃતિ" માસિકને પ્રોત્સાહન આપનાર બગડગંજ વિસ્તારના યુવક મંડળના—

મંત્રી : શ્રી રતનશી દેવશી પટેલ
સહમંત્રી : શ્રી જીવરાજ સોમજી પટેલ
સભ્ય : શ્રી વિશ્રામ ગોપાલ પટેલ
" : શ્રી નારાયણ માવજી પટેલ
" : શ્રી ગોવિંદ ગોપાલ પટેલ

વગેરેનો સંપાદક મંડળ વતી આભાર માનવામાં આવે છે.

ભવિષ્યમાં પણ મુખપત્રના વિકાસ માટે યુવક મિત્રો તેમજ ગ્રાહક બધુઓ તરફથી જેવો સહકાર મળ્યો છે તેવો જ સહકાર મળતો રહેશે એજ અભિલાષા.—

C.

સામાજિક ધાર્મિક કે કૌટુંબિક ઝઘડા હંમેશાં જીભથી જ થાય છે. કુદરતે જીભમાં હાડકું મૂકયું નથી પણ કોમળ બનાવી છે તો આવી કોમળ જીભથી કોમળ વાણીનો ઉપયોગ કરો તો જ કુદરતનો ન્યાય જળવાશે. પણ આપણે તો કુદરતના ન્યાય વિરુધ્ધ કોમળ જીભથી કઠોર વાણી બોલીને જ ઝગડા ઉભા કરીએ છીએ તો હંમેશાં ન્યાયી વાણીનોજ વિવેકથી ઉપયોગ કરતાં શીખવું જોઈએ.

**કરશનભાઈ માવજીભાઈ નાગપુર :-** જબલપુર નિવાસી ભાઈઓએ બે ત્રણ દિવસ દરમિયાન જે પ્રેમથી સરભરા કરી તેમાં ઉધ્ધવની ભકિત કરતાં પણ વિશેષ પ્રેમ તેમજ ભાગવતના ગોપી પ્રેમ જેવો પ્રેમ બતાવ્યો હતો અને સંઘની કાર્યવાહી માં આપેલ સહકાર બદલ આભાર માન્યો હતો,

**લાલજીભાઇ ભાણજીભાઈ પટેલ પૂના :-** આજના સમારંભ પ્રમુખ મુરબ્બી શ્રી લાલજીભાઈએ. અત્યાર સુધીની આપણી પ્રગતિ બદલ માતાઓનો આભાર માન્યો હતો. કારણકે એક માતા સો શિક્ષકોની ગરજ સારે છે. સામાજિક પેઢી સુંદર ત્યારેજ બને જ્યારે ૧ થી ૧૬ વર્ષની ઉંમરમાં માતાએ જ બાળકોમાં સારા સંસ્કારો સિંચ્યા હોય અને ૧૭ થી ૨૫ વર્ષની ઉમર સુધીમાં પિતાએ મિત્રતાના ભાવો કેળવ્યા હોય. આપણે આપણા વડીલોના પૂણ્યથી અને એમના સંસ્કારોથી જ આટલી પ્રગતિ સાધી શકીએ છીએ.

ત્યારબાદ વડીલશ્રીએ સ્વાધ્યાય પ્રવૃતિ પર ભાર મૂકયો હતો. બીજું ઘૂંઘટ પ્રથા એ સ્ત્રીઓના વિકાસ માટે અવરોધક કેમ બને છે તે સમજાવ્યું હતું. યુવક બંધુઓ મર્યાદા જાળવી યુવા પ્રવૃત્તિઓ જાળવી રાખી સામાજિક પ્રગતિ સાધે તેવી અભિલાષા વ્યકત કરી હતી.

અંતમાં જબલપુર યુવક મંડળના પ્રમુખશ્રી મોહનભાઈ હરિભાઇ પટેલે સૌનો આભાર માન્યો હતો.

આમ સતત બે અઢી કલાક સુધી સભાનું સંચાલન ભાઇશ્રી વીરેન્દ્રકુમાર માવજીભાઇ નાકરાણીએ સંભાળ્યું હતું અને ત્રણ દિવસની કાર્યવાહીએ ખરેખર આપણી સામાજિક પ્રગતિના ઇતિહાસનું એક સુવર્ણ પ્રકરણ પૂરૂં પાડયું છે તેની પ્રતીતિ ઉપસ્થિત સૌ ભાઈ બહેનોને થઈ હશેજ એમ માનવું અસ્થાને નથી.

આ રીતે અત્યાર સુધીની સંઘની કાર્યવાહીને કરશનભાઇ વી પટેલ (જાલવાળા) ના શબ્દોમાં દુહા સ્વરૂપે ટૂંકમાં નીચે મુજબ વણી લેતાં ગૌરવ અનુભવીશું.

પૂર્વે દીવો પ્રગટીયો, તેની મેશ પડી પૂના
પ્રગટાવનાર કલકત્તા વસે, એમાં પ્રાણ પુરે ગુજરાત...ભાઇ પ્રાણ પુરે...
નવચેતન તારી ચેતના જાણી, યુવકોએ કમ્મર બાંધી તાણી
નારાયણજીનાં સ્વપ્ન સાકાર કરવા, સનાતન ધર્મ ધરવા.

ત્યાર બાદ સાવિત્રીબેન વેલાણી તેમજ શ્રી નાનજીભાઇ કે. પટેલે ધનસુરા કન્યા છાત્રાલયની સંખ્યાની પ્રગતિનો ખ્યાલ આપ્યો હતો. ભણેલી બહેનો ગૃહસ્થ ધર્મમાં પગ મૂકે ત્યારે તેઓ.ની જવાબદારી ઘણી બધી વધી જાય છે તેમ જણાવ્યું હતું. પછીથી મોહનભાઇ હરીભાઇ પટેલે સંઘના પ્રતિનિધિ ભાઈબહેનો તેમજ જબલપુરના યુવક મંડળના ભાઇઓનો પરિચય આપીને મધ્યપ્રદેશના ભાઈઓના સહયોગથી; યુવક સંઘે પ્રસંગોચિત ખર્ચ પેટે તૃતીય સભામાં મધ્યપ્રદેશ સિવાય બહારથી જે પ્રતિનિધી ભાઈબહેનોએ હાજરી આપેલી તેઓ પાસેથી ખર્ચની લીધેલી રકમ રૂા. ૨૮૦૧/– આપેલી તે સંઘના ભંડોળ તરીકે પાછી આપવાની જાહેરાત કરી હતી અને સંઘના પ્રમુખશ્રીએ તે બદલ સંઘ વતી આભાર વ્યક્ત કર્યો હતો અને જબલપુર મીટીંગનાં આયોજનમાં સાથ આપનાર સૌ ભાઇ બહેનોનો સહકાર હંમેશા મળતો રહેશે તેવી અભિલાષા દર્શાવી હતી.

**શ્રી હંસરાજભાઈ દાંનાભાઇ બલ્હારશા :–** સંઘની કાર્યવાહીના આવા પ્રસંગો સમાજ માટે આનંદરૂપ છે. માતાઓ અને બહેનોના સહકારથી લીધેલી પ્રતિજ્ઞાઓના પાલન વિશે આપણે હંમેશાં જાગૃત રહીએ તેમ ઇચ્છું છું. સમાજનાં દૂષણો દૂર થાય અને અજ્ઞાનરૂપી અંધકારનું વાદળ ખસેડી શકાય એ ભાવનાથી સૌ યુવક ભાઇઓ પધાર્યા છે તે બદલ તેઓને મારા ધન્યવાદ આપું છું.

ત્યારબાદ બાલાઘાટ નિવાસી શ્રી ઇશ્વરભાઇએ બહેનોને જાગૃત કરવા માટેનું ગીત ગાઇ શ્રોતાજનોને મંત્ર મુગ્ધ બનાવી દીધા હતા તેના પુરસ્કાર રૂપે ધનસુરા નિવાસી પટેલ પ્રેમજીભાઇ અખેરામભાઇએ, ઇશ્વર ભાઇને રૂા. ૧૦૧/– ઇનામ આપ્યું હતું. જે ઇશ્વરભાઇએ તે રકમ સંઘના ભંડોળ માટે આપી હતી ભાવવાહી ગીત ગાવા બદલ શ્રીમતી પુષ્પાબેન ડી. પટેલે ઇશ્વરભાઇની શકિતઓને બિરદાવી હતી.

**શ્રી પચાણભાઈ શીવજીભાઈ નાગપુર :–** મીટીંગમાં હાજર રહેનાર સૌને સંઘ શકિતનો ખ્યાલ આવ્યો હશે. આ શકિતને મજબુત બનાવવા માટે કલકત્તામાં સંઘની રચના કરી પૂનાથી બંધારણ ઘડયું. હડમતિયા ખાતે બંધારણનું વાંચન થયુ પણ હવે તેને અમલી બનાવવા વહેલી તકે પસાર કરવું જોઇએ.

આપણા સમાજની યુવાશકિતને ભારતભરમાંથી એકત્ર કરી સન્માર્ગે વાળીને છૂટાછેડા તેમજ પારસ્પરિક મતભેદો જેવા ઘણા સડાઓ સંઘે દૂર કર્યા છે.

છૂટાછેડાનુ દૂષણ દૂર કરવા માતાઓનો ફાળો વિશેષ હોવો જરૂરી છે. કારણ કે આપણી દીકરી એ પારકા ઘરની વહુ બને છે તેમજ પારકા ઘરની દીકરી એ આપણા ઘરની વહુ બને છે પણ માતાઓએ વહુને દીકરી સમાન સમજવાની સમજણ લેવી ખાસ જરૂરી છે.